આજે પણ તેમને 'દસવે આલિય' 'નામમાલા' 'ન્યાયકર્ણિકા', 'નીતિશતકમ' 'જૈનસિદ્ધાંતદિપિકા', 'શાન્તસુધારસ', 'સિન્દૂર પ્રકર', 'ષડાદર્શન', આદી અનેક ગ્રંથો સંપૂર્ણરૂપે કંઠાગ્ર છે.

ન્યાયસિદ્ધાંત, દર્શન અને વ્યાકરણનું તેમને ગહન અધ્યયન કર્યું છે. હિન્દુ, સંસ્કૃત, પ્રાકૃત ભાષા પર તેમનો પૂરો કાબૂ છે. અંગ્રેજી ભાષાની જાણકારી પણ સારી છે. તેમનું અધ્યયન આચાર્ય પ્રવરની પવન નિશ્રા અને શ્રી મંજુલાજીની દેખરેખમાં થયું.

બધી દ્રષ્ટિથી પૂર્ણપણે યોગ્ય સમજીને ગંગાશહેર મર્યાદા મહોત્સવના પ્રસંગે સં. ૨૦૨૮માં મહવદ તેરસે યુવપ્રદાન આચાર્ય પ્રવરે તેમને સાધ્વી પ્રમુખના પદે નીમ્યા. તે સમયે તેમનાથી ૪૧૭ સાધ્વીઓ રત્નાધિક હતી. આજે પણ લગભગ ૪૦૦ સાધ્વીઓ દીક્ષા પર્યાયમાં તેમનાથી મોટા છે. તેમનો નમ્ર વ્યવહારને જોઇને બધા નવાઇ પામે છે. તેઓ એક કુશલ અનુશાસિકા, વિજ્ઞ વ્યવસ્તાપિકા, અને સફળ સંચાલિકા હોવાની સાથે સાથે સફલ સંપાદિકા અને લેખિકા પણ છે.

તેમની સતત પ્રવાહિની લેખિની જનજીવનને નવું ચિંત, પ્રેરણા અને નૂતન સંદેશ આપે છે. આગમ સંપદનના મહાન કાર્યમાં તેઓ સતત સંલગના છે. આચાર્ય પ્રવરના પ્રમુખ કલ્પ- 'કાલયશોવિલાસ', ડલિમચરિત્ર, માણક મહિમા', 'નન્દનનિકુંજ', 'ચન્દકી ચૂટકી ભલી', વગેરેનું તેમને સફળતા પૂર્વક સંપાદન કર્યું છે. આચાર્યશ્રી 'તુલસી દક્ષિણ કે અંચલમેં', તેમની અપૂર્વ કૃતિઓ છે. અને 'સરગમ'માં તેમની કાવ્ય પ્રતિભાની એક ઝલક જોવા મળે છે જે ભકિતરસથી ઓત-પ્રોત છે.

તેમનો સમર્પણ ભાવ અજોડ છે. આચાર્યશ્રીની દરેક વાત સમજીને તે કાર્યમાં મૂકતી નિયમિતત તથા સંકલ્પની દઢતા તેમના જીવનની વિશેષ ઉપલબ્ધિ છે. જેના ફલસ્વરૂપે આટલા વ્યસ્ત હોવા છતાં તેઓને જે કાર્ય કરવું હોય તે કરતાં જ રહે છે.

તેમના મહાન વ્યકિતત્વ અને કાર્યોને શબ્દોની સીમામાં બાંધવા શકય નથી. તેઓ આગળ આવનારા સેંકડો યુગો સુધી માનવજગતને માર્ગ બતાવતા રહેશે.

## મહત્તરા મૃગાવતીશ્રીજી

આધુનિક યુગની જૈન સાધ્વીઓમાં તપગચ્છના વિજયાનન્દસૂરિની પરંપરાની મહત્તરા સાધ્વીશ્રી મૃગાવતીનું નામ મહત્વનું છે. દુર્ભાગ્યે શ્વેતાંબર મૂતિપૂજક સંપ્રદાયમાં તપાગચ્છની સાધ્વીઓના સંદર્ભમાં માહિતીનો જ અભાવ છે. તેથી પ્રસ્તુત વિવરણમાં ખરતરગચ્છ સિવાય તપાગચ્છ અને અન્ય સંઘોની સાધ્વીઓ વિશે કોઈ વર્ણન આપી શકાય એમ નથી. પરંતુ તપાગચ્છમાં મહત્તરા શ્રી મૃગાવતીશ્રીજીનું નામ એવું છે કે જે ભૂલી શકાય નહી. મૃગાવતીશ્રીજીનો જન્મ રાજકોટ થી ૧૬ માઈલ દૂર સરધાર નામના ગામમાં થયો હતો તેમને તેમની માતા સાથે વિ. સં. ૧૯૮૫ પોષ સુદ દસમે બાર વર્ષની ઉમ્મરે જૈન સાધ્વીની દીક્ષા લઇ લીધી હતી. તેમનું અધ્યયન આગમ પ્રભાકર શ્રી પુણ્યવિજય જી. પં. સુખલાલજી, પં. બેચરદાસજી, પં. દલસુખભાઇ માલવણિયા. વગેરે જેવા જૈન વિદ્વાન વરિષ્ઠ અને વિદ્વાનોના સાન્નિધ્યમાં થયું. તેઓ એક વિદુષી સાધ્વી હતા. ઉદારદ્રષ્ટિ ગુરુઓનું સાન્નિધ્ય મેળવીને તેઓ ઉદારહદયા બની ગયા હતા. સામ્પ્રદાયિક અભિનિવેશથી મુકત અને વૈજ્ઞાનિક દ્રષ્ટિથી ચિંતન કરવાની શકિત તેમનામાં અદભુત હતી. તેઓ ગુજરાતના હોવા છતાં પણ તેમનું કાર્યક્ષેત્ર મુખ્યત્વે ઉત્તરભારત રહ્યું. પંજાબનો સંપૂર્ણ જૈન સમાજ ચાહે તે સ્થાનકવાસી હોય, અથવા મૂર્તિપૂજક, તેમના પ્રત્યે અનન્ય શ્રદ્ધાવાન રહ્યા છે. તેમની પ્રવચન શૈલીમાં માધુર્ય અને પ્રવાહિતા હતી. તેઓ મુંબઇ કલકત્તા વગેરે ક્ષેત્રોમાં સાર્વજનિક પ્રવચનો પણ આપતા હતા. તેમની પ્રેરણાથી દિલ્હીમાં વલ્લભસ્મારક અને ભોગીલાલ લહેરચંદ ભારતીય વિદ્યા સંસ્કૃતિ મંદિરની સ્થાપના કરવામાં આવી. તેમના ઉપદેશથી આત્માનન્દ હાઇસ્કૂલ, હરિયાણા, આત્માનંદ જૈન કોલેજ, અમ્બાલા, જેવી અનેક શિક્ષણ સંસ્થાઓ વિકાસ પામી. એમાં ય વલ્લભ સમારકનું નિર્માણ કાર્ય તો અદભુત છે. લગભગ ત્રણ કરોડ રૂા. ના ખર્ચેથી તૈયાર થયેલ આ સ્મારક સધ્વીશ્રીજીની યશોગાથાને યુગો યુગો સુધી યાદ કરશે. તેઓ પોતે વિદુષી હતા. અને વિદ્વાનોને સન્માન આપવામાં સદૈવ તૈયાર રહેતા હત. જ્યાં તેઓ બીજાના પ્રત્યે અત્યત ઉદાર હતા ત્યાં પોતાના પ્રત્યે અને પોતાના સાધ્વી વર્ગની પ્રત્યે નિયમ વ્યવસ્થાની દ્રષ્ટિએ અત્યંત કઠોર પણ હતા. આડંબરયુકત કાર્યેથી તેઓ હંમેશા દૂર રહેતા હતા. એને સાધ્વી જીવનના નિયમોનું પાલન અત્યંત સભાનતા પૂર્વક કરતા હતા. તેમની શિષ્યાઓમાં પૂજય સાધ્વી સુજયેષ્ઠાશ્રીજી, સુવ્રતશ્રી જી, સુયશાશ્રીજી, અને સુપ્રજ્ઞાશ્રીજી છે. તેમાં સાધ્વી સુજયેષ્ઠા શ્રીજીનો સ્વર્ગવાસ થઇ ગયો છે. તેમનું શિષ્યમંડલ પણ પ્રાજ્ઞ અને ...પી છે. અને પોતાના પૂજ્ય ગુરુના આદેશો અને નિર્દેશોનું પાલન કરવા માટે સદૈવ તત્પર રહે છે.

... સ્વર્ગવાસ ૧૮મી જુલાઇ ૧૯૮૬માં વલ્લભસમારક દિલ્હીમાં થયો.

સમ્પાદક